# નવરાત્રીમાં ગવાતા ગરબા રસીક.



## ગરબી ૧

પડવે તે પેલું નોરતુ હોજીરે, બીજ તણા અપવાસ
મારિ આશા પુરો તો ગરબે રમું હોજીરે
ગરબે રમુને તાળીપડે હોજીરે એવા પડસંદે બોલેજીણામોર-મા.
બીજે તે બીજું માનુ નોરતુ હોજીરે ત્રીજતણો અપવાસ-મા.
ત્રીજે તે ત્રીજુ માનુ નોરતું હોજીરે ચોથતણો અપવાસ--મા.
ચોથે તે ચોથું માનુ નોરતુ હોજીરે પાંચમતણો અપવાસ મા.
પાંચમે ત પાંચમું માનુ નોરતુ હોજીરે એવા છઠતણો અપવાસ મા
છઠે ત છઠું માનુ નોરતુ હોજીરે એવા સાતમતણો અપવાસ મા.
સાતમેતે સાતમુ માનુ નોરતુ હોજીરે એવા આઠમતણો અપવાસમા
આઠમેતે આઠમુ માનું નોરતું હોજીરે એવા નોમતણો અપવાસમા
નવમેતે નવમુ માનું નોરતુ હોજીરે એવા દશમેતે હોમહવન થાય

## ગરબી ૨ રાજ રસીયાવાલાના રાગનુ

કાન તારી છબી મારી નજરે તરે નજરે તરે મારા ઘટમાં ફરે કાન

### સાખી

મોર પીછાંના મુગટ ધર્યો કાને કુંડળ હોય
હાથે લીધી બંસરિ ધ્યાન કરૂં શું જોય
ધેનુને સાદે રૂડા ફુલતા જ રેકાન તારી છબી મારી નજરે તરે

**સાખી**

બાયે બાજુબંધ બાંધીયા કોટે ફુલના હાર
બહુ શોભામાં દીપતા જોઇ મોઇ વ્રજનાર
દુવાર છાંડી ગોપી વનમાં ફરે કાન તારી છબી મારી નજરે તરે

સાખી

પીળાં પીતાંબર ઓપતા પેર્યા જુગ આધાર
ગોપી જનને આંગણે ફરતા નંદ કુમાર
મેચડાના માટવાલો દોડતા ફરે કાન તારિ છબી મારી નજરે તરે

સાખી

નરસીહ મેહેતાનો સ્વામી શામળો જોવે ગોપીની રીત
પ્રેમ સ્નેહી સુંદરી પારખે વાલો પ્રીત
માત જશોદાથી છાના ફરે કાને તારી છબી મારી નજરે તરે

**ગરબી ૩ રાગ ઉપરનો**

રાજ રસીયો ચાલ્યા છે રાસ મંડળ રમવા
રાસ મંડળ રમવા ગોપીના મનને ગમવા—રાજ૦

સાખી

પહેર્યા જાંજર પ્રીતથી જાંજરને રમજોળ
ફરવા લાગ્યાં ફુદડી રમત રમે કીલોલ
નીરખી નીરખી છબી લાગ્યા નમવા—રાજ૦

સાખી

ગગડે નીશાન ગગન વિષે બંસીનાદ અપાર

સુંદર દેખી સુંદરી હૈયડે શોભે હાર
ઝળાભળે ભુપાળ શેષ લાગ્યા ભમવા—રાજ૦

સાખી

જયાં જોવ ત્યા જણાય છે એક ગોપી એક કાન
દેવ સરવે આવીયા ચઢીને વહીમાન
મંદીર છોડીને ચિત્ત લાગ્યું ભમવા—રાજ૦

સાખી

કહે પીંગળ પ્રીતથી ગાય મધુર સુર ગાન
વંદ્રાવનથી ચાલીયા છોડી હઇને ધ્યાન
કૃષ્ણજીને દેવ સરવે લાગ્યા નમવા—રાજ૦

ગરબી ૪

આજ રમો રાસ મળી સહુ સંગે આજ સહુ સંગે મળીને
આનંદે—આજ૦

પગ પ્રહારે ધ્રુજાવે ધરતી હાંરે ચાલ ચાલે એવી મન હરતી
નટવર નાના હો નંદલાલા આજ રમો રાસ મળી સહુ સંગે
હાંરે વાલે ગોવરધન તોળ્યો ગીરધારી હાંરે એવા ઇંદ્રના માન ઉતારી
નટવર નાના હો નંદનાલાલ: આજ રમો રાસ મળી સહુ સંગે
હાંરે વાલે કુબજાનું ચંદન લીધુ એનું રૂપસ્વરૂપ કીધુ
નટવર નાના હો નંદલાલા આજ રમો રાસ મળી સહુ સંગે
હાંરે રાસ રમે રાધેવર પ્યારો સોળસે ગોપીઆમાં: ખેલે છે ન્યારો
નટવર નાના હો નંદલાલા આજ રમો રાસ મળી સહુ સંગે

હાંરે રાસ રમીને ઘેર પધાર્યાં એવા ગોપીઓના નીવાય કામ
વલ્લભના સ્વામી હો રંગ રસીયા આજ રમો રાસ મળી સહુસંગે

## ગરબી ૫

મુને મારગમાં મળીયા મહારાજ તે દહાડાની લેહ લાગી-ટેક
સૈયર સાહેલી સંગ ભરવા ગયાતાં ભરવા ગયાતા નીર
શુંરે કીધુ શામળીયે વાલે તેદી મળ્યા મુને જમના તીરે તે૦
રૂપસ્વરૂપ અંતર જામી સકળકળા પ્રતીપાળ
વહાલા લાગો હોવર વીઠલ નંદકુવર નાનડીયા બાળ-તે૦
જોયાવિનાનો જીવ હમારો આકુળ વ્યાકુળ થાય
જમણ ન ભાવે હો જગજીવન ભોજન રહ્યું છે મારે ભાણામાંય તે૦
અવર બોલે અણગમતાં કીધાં ગમ્યું તમારૂં ગામ
નંદ કહે ભાવ કરી ભેટો ભવ દુઃખ ભંજન દીન દયાળ-તે

## ગરબી ૬

સખી શરદ પુનમની રાતરે સુંદર વેણ વાગે વેણ વાગે
મારો વહાલોજી રમીયા રાસરે સુંદર૦
એના ઘુઘરવાળા કેસરે સુંદર૦
મારો વાલોજી નટવર વેશરે સુંદર૦
ગોપી અતી ઉતાવળા આવેરે સુંદર૦
એતો આવીયે ચરણે લાગેરે સુંદર૦
શ્રી વલ્લભ પ્રભુની પ્રીતરે સુંદર૦
અમને રાસ રમાડ્યા રંગ રીતરે સુંદર૦

સાખી

કેમ આવ્યા તમે કામિની એમ બોલ્યા નંદ કીશોર
અર્ધનિશાએ વનમાં જે વેળાએ ચાલે ચોરરે
કામિની કેમ આવ્યા કેમ આવ્યાં
આ વનમાં તે શુ છે કામરે — કામિની
એમ બોલ્યા તે સુંદર શામરે — કામિની
તમે ઘેર જાઓ ગોપીઓ ઘટે છેરે — કામિની
તમે વેગે જાઓ વેળા તો વટે છે રે — કામિની
આ ધર્મ તમારો ભાગેરે — કામિની
સખી લોકમાં તે લાંચ્છન લાગેરે — કામીની
શ્રી વલ્લભ પ્રભુજી એમ કહે છે રે — કામીની
સુણી સ્નેહ નિરધાર વહે છે. — કામીની

સાખી

તમે ત્રીભોવન તેડાવીને તજાવ્યો સંસાર
તમે તે વનમાં તેડાવીને હવે કરો છો તિરસ્કારરે
નંદજીના નંદલાલા નંદલાલા
તમારી ચાલ દેખી હુતો છકી છુરે — નંદજીના
મારે વહાલુ નથી તમ પાખેરે — નંદજીના
અમે તજી છે કુળની લાજરે — નંદજીના
મારા વહાલાજી ચતુર સુજાણરે — નંદજીના
આવ્યા આનંદ રસના દાનરે — નંદજીના

શ્રીવલ્લભ પ્રભુની બલીહારીરે નંદજીના
અમે આવ્યા તમારે ચરણેરે નંદજીના

સાખી

વચન સુણી વ્રજનારના થેઈ થેઇ રમીચા રાસ
રૂમઝુમ વાગે ઘુઘરા વ્રજ સુંદરીની પુરી આશરે
ગિરિવર ગિરિધારી ગીરિધારિ
ફરતા કામિની વચ્ચે વન માળીરે ગિરિવર૦
સખી અન્યો અન્ય લેછે તાળીરે ગિરિવર૦
ત્યાં જોવાને દેવતા આવ્યારે ગિરિવર૦
લઈ પુષ્પ પ્રભુને વધાવ્યારે ગિરિવર૦
શ્રી જમુનાજી વહેછે ગંભીરરે ગિવિવર
રહ્યો ચંદ્રમા શરદનો સ્થિરરે ગિરિવર
મુખે તાથેઇ તાથેઇ બોલેરે ગિરિવર૦
સહુ સુંદરીની સંગ ડોલેરે ગિરિવર૦
કોઈ સખીનો અધર રસ લુટેરે ગિરિવર૦
વ્રજ વનીતાનો અમૃત રસ લુટેરે ગિવીવર૦
વ્રજ વલ્લભ પ્રભુને જોઇનેરે ગિરિવર૦
મારૂં મનડું રહ્યું છે મોહીરે ગિરિવર૦

સાખી

ધન્ય ધન્ય વ્રજની ભુમીકા ધન્ય ધન્ય વ્રજની નાર
સ્યાંમ સંગ ક્રીડા કરે શું વર્ણવું લીલા અપાંરે

ગરબો ૭

સાખી

શું નટવર વસંત થેઈ થેઈ નાચી રહ્યો
નાચી રહ્યો જગ નચાવી રહ્યો—શું

સાખી

કોયલ મધુર મોરલી બની છે નટવર કાન
વિરહ ઘેલી ગોપી ગણુ તજી નીકળી અભીમાન
રસિઆ વિનાની બની બાળાઓ બ્હાવરી
વાગ્યે વસંત ચિત વિંધી ગયો શું

સાખી

શીતળ સુખકર પવનની લહેર ઘુમે ચોપાસ
જાણું રાધા કૃષ્ણજી રાસ રમે છે ખાસ
વિધવિધ પંખીના વેણુ ઘુઘરિ ઠામકેરે
મહિ મહિ મેનાના નાદ ઝાંઝર ઝમકેરે-શું.

સાખી

નવપલ્લવ વાઘોધરી પંચરંગી શીર પાઘ
ફાગ લાગ સાધી રમે મદનરાજ મહાભાગ્ય
લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમાં
પ્રતિ ગુલાલ લાલ છાઈ ગયાં-શું.

## ગરબી ૮

મારા મેવડા ચોરીને કાન છટકીગયો છટકીગયો જીવન જાતો
રહ્યો મારા૦

સાખી

હું હોતીતી ગાવડી ઘરમાં નહતું કોઈ
ઓચીંતાના આવીઆ જીવન વેળા જોઈ
ખાધું પીધુને કામ પટકી ગયો મારા૦

સાખી

ગૌ મુકીને ગોદરે હું ઉભીતી સખી સાથ
મટુકી લઈ સામો મળ્યો બળથી ભીડી બાથ
જોતાં જોતામાં હાથ ઝટકી ગયો મારા૦

સાખી

ગોતુ ગોકુલ ગામમાં હરિવર ના આવે હાથ
કહો સખી હવે કેમ કરૂં નજરે ના આવે નાથ
જોતાં જોતાંમાં જીવન જાતો રહ્યો મારા૦

સાખી

મુજ દીઠો વન મારગે કદમ ચઢયા ઘનશામ
તો પછવાડે હું ચઢી પકડી લેવા સુંદર શામ
લાલન આવ્યો હાથ ત્યાંથી લટકી ગયો મારા૦

સાખી

સખી કોઈ બતાવો કાનને એ માનુ આભાર

પીંગલ કહે પ્રીતથી પ્રીતમ સંગે પ્યાર
ઝટપટ કરી બેસ રૂદેમાં ઝટકી રહ્યા

## ગરબી ૯

સખી શરદ પુનમની રજનીને કાંઇ ચાંદો ચઢયો આકાશરે
આવેલ આશા ભર્યાં

આશા ભર્યાં અમે આવીયાને મારેવાલે રમાડયા રાસરે આ૦
આગણે વત્રાવું એલચીને ટોડલે નાગરવેલરે આ૦
માથે મેવાડા હરિને મોળીયાને ઝભે ઝાંતીલા ખેશરે આ૦
કેડે કટાર હરિને વાકડીને કાંઈ ગળે ગેંડાની ઢાલરે આ૦
પગે પીલુરી હરિને મોજડીને કાંઇ ચાલે ગટકતી ચાલરે આ૦
અંગુઠડીમાં આરસીને કાંઇ દસે આંગળીઓમાં વેઢરે આ૦
ઉતારા દેશું હરિને ઓરડાને કાંઇ દેશું મેડી કેરા મોલરે આ૦
પોઢણ દેશું હરિને ઢોલીયાને કાંઈ દેશું હીંચોળા ખાટરે આ૦
દાતણ દેશુ હરિને દાડમીને કાંઈ દેશું કણેરી કામરે આ૦
નાવણ દેશું હરિને કુંડીયાને કાંઈ દેશું ગંગાજમુના કેરા નીરરેઆ.
ભોજન દેશું હરિને લાવસીને કાંઇ દેશું ઘેવરિયા કંસારરે આ૦
મુખવાસ દેશું હરિને એલચીને કાંઈ દેશું બીડલા પાનરે આ

મહેતા નરસીંહના સ્વામી શામળા અમને તેડી રમાડયા રાસરે આ.

## ગરબા ૧૦

તેરેગ કે મુગટપર લતાહો જુગ રહી સબ ન્યારી ગીરીવરધારી
સબ ન્યારી ગીરીવરધારી

વનરાતે વનમાં રાસ રચ્યો હે સોળસેં ગોપીમાં વાલો ગીરધારીતેરે
જમનાને તીરે વાલો ધેનુ ચરાવે ખભે કામળ બહુ સારી તેરે૦
દાદુર મોર બાપૈયા બોલે કોયલ બોલે છે બહુ સારી તેરે૦
વડપીપળ કદમ કેરી છાયાં મોરલી બજાવે વાલો બહુસારી તેરે૦
મહેતા નરસીંહનો સ્વામી શામળીયો સદાબાળો બ્રહ્મચારી તેરે

## ગરબી ૧૧

સોનાના બોર જુલે નંદકીશોર પ્યારાને પારણે સોનાનો બોર
હિરામાણેક બહુ જડીયા પારણીએ કાજુ શોભે છે રૂડી મોતીડાનીકોર
કોઇકેકાનાનેનેણે સારેકાજળીયું કોઇકબનાવે કસ્તુરીની ખોર પ્યા
હિલોગાય ને માતા હરીને જુલાવે હાથે ગ્રહીછે રૂડી હિરાનીદોર પ્યા
બ્રહ્માનંદ કહે મુખરસીયા વાલમનું ગોપી જુવે છે જેમ ચંદ્રચકોર

## ગરબી ૧૨

તારી આંખડી કામણગારી ભલાં આંખડી કામણગારી

હરે આંખડીએ આંકજવાળ્યો મોહી છે વ્રજડાની નારિ આં૦

વનરાતે વનમાં રાસ રચ્યો છે સોળસે ગોપીમાં વાલો ગીરધારી આં.

જમુનાને તીરે વાલો ધેનુ ચરાવે ઓઢે કામળ બહુસારિ આંખડી૦

દાદુર મોર બાપૈયા બોલે કોયલ બોલે છે બહુ સારી આંખડી૦

વડપીપળ કદમ કેરી છાંયાં મોરલી બજાવે બહુ સારી આં૦

મહેતા નરસીંહનો સ્વામી શામળીયો સદા બાળો બ્રહ્મચારિ આં૦

## ગરબી ૧૩

હાંરે તમે દેખો સખીરે કેસરિયાં કાળંદ્રીને કાંઠડે ઉભારે

હાંરે પ્રાણજીવન રૂડુ પેરેરે પિતાંબર

હાંરે મોર મુગટ મનોહર ધરિયો—કાળંદ્રીને

હાંરે બીને તે વાન કાન ભલેરા શોભોછો

હાંરે એવો ગુંજાનો હારકઇ કરિયો-કાળંદ્રીને૦

હાંરે માંકડા લઇને આવો માખણ માગવા

હાંરે મારા કળીયામાં ઘેરઘેર ફરીયો—કાળંદ્રીને૦

હારે વઢકારિ નારીઓ કહે વઢકારો
હાંરે મને લાગે ડાપણુ કેરો દરીયો—કાળંદ્રીને૦
હાંરે કંઈકવાર આગણે નચાવુ નાનકડો
હાંરે પેલો કાનકુવર કેસરિયો—કાળંદ્રીને૦
હારે રંગીલો નાથ રૂપાં રાજ્ય રૂપાળો
હાંરે એતો ગોપીયોને કાજ અવતરિયો—કાળંદ્રીને૦

ગરબી ૧૪

છૈયા નંદનારે વાલાવ્રજનારે મારિ ચુદડીના ચોર
ચુદડીના ચોર મારિ પાંમડીના ચોર છૈયા૦
લાખટકાની ચુદડી મારી અજબ રૂડો રંગ
વેગળા રહો વર રાજીયા મારા શામળા થાશે અંગ છૈયા
સાવ સોનેરી ચુંદડી મારી છેડલે રતન ચાર
માતા જસોદા લાડ લડાવે તેમાં શેનો પાડ—છૈયા૦
સાવક કસુંબલ ચુદડી મારી છેડલે સાચો તાર
સમ દઈને સૈયર પુછો ઓઢી એકજવાર—છૈયા૦
આંબે બોલે કોયલડીને વનમાં બોલે મોર
રાધાજીની ચુંદડીનો શામળીયો છે ચોર—છૈયા૦
દાસ નરસીહની વીનંતી સુણી સમ શામળીયો આય

આંપાને વાલા ચુંદડી ઓઢી મંદીરીએ જાય છેયા૦

ગરબી ૧૫

ગીરધારી હો ગીરધારી મારાવાલા ગોપીનાવર ગીરધારિ
મથુરામાં વાલે જન્મ ધરીને માર્યા છે કંશ મોરારી ગોપીના
પાતાળે જઇને કાળી નાગને નાથ્યો એવી શીરપર કરેલ સ્વારિ
ટચલી આંગળીએ વાલે ગોવધન તોળ્યો એવા ઇંદ્રના માન
ઉતારી ગોપીના૦

કુંવરબાઇનું વાલે મામેરૂં પુર્યું એવી નરસીંહની હુંડી
સ્વીકારી—ગોપીના

વલ્લભના સ્વામી પ્રભુ રસીક શીરોમણી એવી ચરણ કમળ
બલીહારી—ગોપીના૦

ગરબી ૧૬

મોરલીરે જઈ જમુનાને તીરે વગાડી બળભદ્રવીરે રે ચાલો
જોવાને જઇએરે

વેત ભરીને વાલે વાંસ વઢાવ્યો
તેની વાલે મોરલી બનાવી—ચાલો
કયાં ઘડાવી વાલે કયાં રંગાવી
કયાં તે હીરલે જડાવી—ચાલો

ગોકુળ ઘડાર્વી મથુરામાં રંગાર્વી
ફરર્તા તે હીરલે જડાવી ચાલો

કાનુડાની આખમેં તો અણીયાળી દીઠી
મોરલી વાગે ભારે મીઠી ચાલો
મહેતા નરસીનો સ્વામી શામળીયા
અમને તેડી રમાડયા રાસ ચાલો

ગરબી ૧૭

વનરાતે વનંને વાટે ગીરધારીલાલ
મસકો કીધો છે શાને માટે ગીરધારીલાલ
ક્યાતે રાયનો બેટો ગીરધારીલાલ
શું છે તમારૂં નામ ગીરધારીલાલ
નંદ બાવાનો બેટો ગીરધારીલાલ
કાનુડો મારૂં નામ ગીરધારીલાલ
ક્યાતે રાયની બેટી ગીરધારીલાલ
શું છે તમારૂં નામ ગીરધારીલાલ
બ્રખુ તે ભાણુની બેટી ગીરધારીલાલ
રાણી રાધાજી મારૂં નામ ગીરધારીલાલ
ઓલે કામળી કાળી ગીરધારીલાલ
ગોકુળમાં ગૌધેન ચારિ ગીરધારીલાલ
મહેતા નરસીહનો સ્વામી શામળીયો ગીરધારીલાલ

અમને તેડી રમાડયા રાસ ગી૦ ખેમચંદલાલ

## ખ્યાલ ૧૮

નાગર નંદજીના લાલ રાસ રમતા મારી નથડી ખોવાણી—ટેક
એકએક મોતીને સોના કેરો તાર
સોળસેં ગોપીમાં પ્રભુ રાખો મારો ભાર નાગર
નાનેરી ઘડાવો મારે નાકે નવ સોહાય
મોટેરી ઘડાવો મારા મુખપર ઝોલાં ખાય નાગર
નથડીને કાજે મેતો ઢુંઢયું વંદ્રાવન
નથડી આપોને મારા પ્રાણજીવન નાગર
વદ્રાવનમે મારગ જાતાં બોલે મધુર મોર
રાધાજીની નથડીનો શામળીયો છે ચોર નાગર
નથડી આપોને પ્રભુ લાગુ તમારે પાય
વલ્લભના સ્વામી ઉપર જાવ બલીહારી નાગર

## ખ્યાલ ૧૯

અબ તોમે કેસે જમુ મેરી માય અબતો
મેજળ જમુના પાઠકરત હે
રાધે જલ ભરનેકું આયે અબતો
બૈયાં પકડ મેરી બૌસ્રીછીન લગય
કૃષ્ણ રોવત ઘરૂ આઈ અબતો

આંસકી બૌંસી તમ છોડ દો કાના

સોનકી હઉગી ઘડાઇ અજંતા

અરે બૌસી સુરપુરથી આઇ

હીરલે હીરલ જડાઇ અજંતા

અરે બૌસીમાં મેરો પ્રાણ બસ તુહે

નૌહ બાવાની પહાઇ અજંતા

સુરદાસ કહે પ્રભુહારી અવાસન

જીતગે જાદવ રાઈ અજંતા

ખ્યાલ ૨૦

કાન બજાવે મીઠી મોરલીરે રંગભર્યા મહારાજ મોસં

નહીરે સોનેકી બૌસી નહી રૂપેકી લીલુડા વાસની મોરલીરે રંગ

દરીયા કીનારેથી મોતી મંગાવી દઉરે હીરલ જડાવું તારિ
મોરલીરે રંગ

બૌસી સુનત મેરી શુધબુધ બીસરિ નીસરીકલેજા સોસરીરે રંગ૦

પુરૂષોતમ પ્રભુ પ્રાણ હુ મારા બૌસી સુનત શુદ્ધ વીસરીરે રંગ

卐 * સમાપ્ત. * 卐